# યજનભજનવિધિ



રચનાર
ારમવિશેષ પરમગુરૂ
ગવાન કરૂણાસાગર

પ્રકાશકઃ
ઃમહંસ સુખાનંદજી
. દરવાજે : સતકૈવલ મંદિર
વડોદરા

કિંમત રૂા. ૧-૦-૦

આવૃત્તિ ૧ લી પ્રત ૧૦૦૦
સંવત ૧૯[illegible] સને ૧૯૩૯

આ યજન ભજન વિધિ છપાવવાની પ્રવૃત્તિ વખતે ગામ કુંઢેલાનાં રહીશ બેન કાશી તરફથી રૂા. ૫૦૦) ની મદદ મળી છે તે બદલ હું તેમનો આભાર માનું છું.

---

પુસ્તક મળવાનું ઠેકાણું:
પરમહંસ સુખાનંદજી
ગોયા દરવાજે : સત્કૈવલ મંદિર—વડોદરા

---

મુદ્રક :
મણિલાલ કલ્યાણદાસ પટેલ
ધી સૂર્યપ્રકાશ પ્રિન્ટિંગ પ્રેસ,
પાનકોર નાકા : અમદાવાદ

ભગવાન કરૂણાસાગરની ઉપાસના કરવાથી જ જીવને પરમગતિ પ્રાપ્ત થાય છે એ લક્ષ ખ્યાલમાં રાખવા અને યજન ભજન વિધિ સમજાવવા આ મહાપુરૂષોના દાખલા ભગવાન કરૂણાસાગરે પોતે શ્રીમુખે આપેલા છે. તેની નોંધ નીચે પ્રમાણે મુકવામાં આવેલી છે જેથી દરેક પરમગુરૂના ઉપાસકે જોવાનું, વિચારવાનું, અને અનુભવ કરવાનો છે.

# પૂજ્ય અચરતબાનું પરમ તપ
# અને
# ભગવાન કરુણાસાગરનો સાક્ષાત્કાર

---

પૂજ્ય અચરતબાને ભગવાન કરુણાસાગર સાથે એવો એકતાર લાગેલો કે તેઓ કૈવલ્ય જ્ઞાનને જ પોતાનું પરમજ્ઞાન જાણતાં. એ કારણે જ તેમણે સંસાર વાસનાનો ત્યાગ કરેલો, ઘર-બારને તિલાંજલિ દઈ દીધેલી અને ઐહિક લોકો કહે છે તેમ ઘર બાળી તીરથ કરવા નીકળેલાં. તેમણે ચાલતી રૂઢિને અવગણી કાઢેલી. અને તન-મન-ધનથી પરમ પ્રભુ ભગવાન કરુણા-સાગરનું શરણ શોધેલું.



પરમદયાળુ ભગવાન કરૂણાસાગર અને પરમ-
જ્ઞાની અચરતબા.

ભગવાન કરુણાસાગરનો આશ્રમ ગામથી દૂર હતો. ગામથી આશ્રમ તરફ જવાના રસ્તામાં બાવળોની ગીચ ઝાડી હતી, સૂર્યનો પ્રકાશ પણ તે ઘાડી ઝાડીમાં પ્રવેશ પામી શકતો નહિ. વળી ઊનાળાના દિવસોમાં રસ્તા પરની રેત પણ ખૂબ જ તપી જતી તેમજ ચોમાસામાં આખો રસ્તો જળજળાકાર થઈ રહેતો. આવી વિકટ પરિસ્થિતિમાં પણ અચરતબા કૃપાળુ ભગવાન કરુણાસાગરના આશ્રમે નિત્ય જતાં. આવી આવી અનેક મુશ્કેલીઓનો સામનો કરીને પણ એ પ્રભુનો સત્સમાગમ પ્રાપ્ત કરવા તે ચૂકતાં નહિ. તેમના મનથી આ મુશ્કેલીઓ વિસાત વગરની હતી.

આ પ્રમાણેના અચરતબાના નિત્ય નિયમ અને સત્સંગના પ્રતાપે તેમની ગતિ–મતિ અને બુદ્ધિમાં જ્ઞાનનો ઉચ્ચ પ્રકાશ પથરાયો, અને પરિણામે તેમનામાં રહ્યું સહ્યું અજ્ઞાન પણ નાશ પામતાં પરમ કૈવલ્ય જ્ઞાન પ્રાપ્ત થયું; ઉચ્ચ કુળનું અભિમાન નષ્ટ થયું અને **જીવોઽસ્મિ, દેહોઽસ્મિ** એ ભાવના ભુંસાઈ ગઈ; આખરે પરિણામે **શિવોઽસ્મિ** ની શુષ્કતા અને જડતા સમજાતાં તેઓ સ્વરૂપ સ્થિતિને પામ્યાં.

દિનપ્રતિદિન પૂજ્ય અચરતબા આવી ઉચ્ચ સ્થિતિ પ્રાપ્ત કરતાં જતાં હતાં, અને સંસારવ્યવહારથી તેમજ બ્રાહ્મણ-પણાના મિથ્યાભિમાનથી વેગળાં જતાં

હતાં, તે, ગામના બ્રાહ્મણોથી સહન થઇ શકયું નહિ. એટલે તેમણે તેમના પર દુઃખ વરસાવવાની શરૂઆત કરી દીધી. તેમણે પૂજ્ય અચરતબાને અનેક રીતે સંતાપવા માંડયાં. ગાળોના વરસાદ વરસાવવા લાગ્યા, અને વિવિધ રીતે દુઃખ દેવા લાગ્યા. તેઓ તેમને ઘરની અંદર બંધ કરી, બારણે તાળાં વાસી એકાંતવાસ કરાવ્યો. આ ઉપરાંત જ્ઞાતિ એકઠી કરી તેમને જ્ઞાતિ બહાર કર્યાં, અને તેમના ઘરને ઘેરો ઘાલી બેઠા. આ બધામાં મુખ્ય કારણ તેમનો ભગવાન કરુણાસાગરનાં નિત્ય દર્શનનો નિયમ એજ મુખ્ય હતું.

આથી પૂજ્ય અચરતબા હતાશ

થયાં, નિરાશ અને નિરુપાય બન્યાં, પરંતુ મનની દૃઢતા આગળ આ બધાનું કંઈ જ ચાલ્યું નહિ. પૂજ્ય અચરતબાએ ભગવાન કરુણાસાગરને અંતરના ઊંડાણથી પોકાર્યા અને પરિણામે શું થયું ? ઘરને વાસેલાં તાળાં જેમનાં તેમજ રહ્યાં અને ભગવાને અંતરિક્ષરૂપે તેમને સાક્ષાત્કાર કરાવ્યો.

જ્યારે અચરતબાના આ સાક્ષાત્કારની વાત પેલા બ્રાહ્મણોએ જાણી ત્યારે તેમના હાથ હેઠા પડયા અને પશ્ચાત્તાપ કરવા લાગ્યા. આખરે ભગવાન કરુણાસાગરને પગે પડ્યા, પાઘડીઓ ઉતારી અને કહેવા લાગ્યા કે, આપની ભક્તિ જ સત્ય હોઈને સર્વોપરિ સાધનરૂપ છે; છતાં

છેલ્લો પાસો અજમાવતા કેટલાકો પૂજ્ય અચરતબાને કહેવા લાગ્યાઃ—

બ્રાહ્મણકુલ સબતે અધિકાઈ,
શો લજવો સંતનપે જાઈ;
ઋષિકુલના સંતસુ આઘલરાઈ,
સત્ દેખત પણ રોષ ન જાઈ.

અર્થાત્ અચરતબા ! આપણું બ્રાહ્મણ કુળ સર્વ વર્ણોમાં શ્રેષ્ઠ છે. તમે આ સંતની પાસે જઈને બ્રાહ્મણના કુળને શા માટે લજવો છો ? આપણા ઋષિ કુળના બ્રાહ્મણોને અને આ સંત વર્ગને તો અનાદિકાળથી વિરોધ છે.

એમની આવા પ્રકારની અનેક વિચક્ષણ વાતો સાંભળવા છતાં પૂજ્ય અચરતબા તો એમની ભક્તિમાં દૃઢ

રહ્યાં અને બ્રાહ્મણો વીલે મોઢે પાછા ફર્યા. આખરે તેઓ સૌ ભગવાન કરુણા સાગર સમક્ષ પોતાની હાર કબૂલ કરી ભગવાન પ્રત્યે વિનમ્રભાવે કહેવા લાગ્યા:

" હે ભગવાન કરુણાસાગર ! અમારી અજ્ઞાનતાને કારણે અમે અચરતબાને અનેક પ્રકારનાં દુઃખ દીધાં છે. અમે આપના પરમ ઐશ્વર્યને ઓળખી શકયા નહિ. હવે અમને સમજાયું કે આપ પરમેશ્વર હોઇને હંસ સ્વરૂપ છો, દેવાધિદેવ છો, ત્રિલોકના નાથ છો, અમોએ આપના અનેક ગુન્હા કર્યા છે તે માટે ક્ષમા કરો."

આ બ્રાહ્મણોની આવી વિનમ્ર વાણી છતાં, વળી એક ઠોઠ ડાહ્યો બ્રાહ્મણ

પૂજ્ય અચરતબાને કહેવા લાગ્યો: "બહેન! આ સત્ કૈવલ્ય સત્ય છે એમ આપણે જાણીએ છીએ, છતાં બ્રાહ્મણોની ઈજ્જત-આબરૂને ખાતર, તમો આપણા બ્રાહ્મણકુળને અનુરૂપ એવા ઋષિપ્રણીત ગ્રંથો વાંચો, વિચારો, અનુભવો અને તેમાંથી જ્ઞાન પ્રાપ્ત કરો. આ પ્રાકૃત મનુષ્યના ઉપદેશથી કશું નહિ વળે."

આના ઉત્તરમાં પૂ. અચરતબાએ સચોટ રીતે સમજાવ્યું કે, "તમારૂં જ્ઞાન કર્તવી છે, તે કર્તા પદે પહોંચાડનારૂં નથી. માટે હે પંડિત! પશુબુદ્ધિને પરહરી પાછા ફરો અને તમારા નિજઘરમાં આવીને જુઓ એટલે સમજાશે કે આવી શબ્દજાળમાં જગતના જીવો ફસાએલા છે અને એમને કર્તા

ભગવાન કૈવલ્યનું પદ વેદશાસ્ત્ર કે પુરાણોમાં નથી; કારણકે ચૈતન્ય અંશ આત્માનો બોધ અને તેની ગતિ સમજાવી, અને આત્મપદમાં સ્થિર થઈ કૈવલ્ય કર્તાને ઓળખવાનું જ્ઞાન વેદમાં નથી. કારણ કે વેદ તો "નેતિ, નેતિ" પોકારે છે. માટે હે પંડિત ! તમે પણ ભગવાન કરુણાસાગરનું શરણ ગ્રહણ કરો."

પૂજ્ય અચરતબાના જ્ઞાનનો આ ઉપદેશ :એ પંડિતના હૃદયમાં સોંસરો ઊતરી ગયો અને પરિણામે તેને સત્ કૈવલ્યનું પરમજ્ઞાન પ્રાપ્ત થયું.

**ભગવાન કરુણાસાગરને પરમ-હંસનો ભેટો થયો.**

દીનદયાળુ કૃપાસાગર ભગવાન



ભગવાન એક સંન્યાસીને પરમજ્ઞાનની ભીક્ષા આપે છે.

ભારતવર્ષમાં સર્વ સ્થળે વિચરતા સર્વત્ર જ્ઞાનોપદેશ આપતા હતા. આ પર્યટન દરમિયાન તેમની પાસે એક પરમહંસ આવી ચઢયા. આ પરમહંસ ચૂસ્ત વેદાંતી હોઈને ધ્યાન-ધારણામાં પણ સ્થિતિચૂસ્ત હતા. વળી ત્યાગી હોઈને પરબ્રહ્મનાં પરમતત્ત્વોમાં મગ્ન રહેતા હતા. આ પ્રમાણે રહેતા છતાં તેમના અંતરમાં એક ઉંડી શંકા હતી. તે શંકાનું સમાધાન તેઓ પોતે વા અન્ય કોઇ પણ કરી શકેલું નહિ. તે શંકા આ પ્રમાણે હતીઃ—

**ब्रह्म सत्यं, जगन्मिथ्या** એ ભ્રાન્તિ પંચભૌતિક ઘાટના યોગે છે કે સ્વરૂપને છે? જો સ્વરૂપમાં હું આ ઘટના ઘટાવું

તો સ્વરૂપ દોષિત દેખાય; અથવા ઘાટના યોગે છે એમ માનું તો ચૈતન્ય સિવાયનો ઘાટ કાંઇ કરી શકતો નથી. આ દેહ ઘાટે કરીને ક્રિયાવાળો દેખાય છે; પણ ચૈતન્યના અભાવ વખતે તે ક્રિયા દેખાતી નથી. અગર એમ માની લઉં કે ચૈતન્યયુક્ત ઘાટમાં ભ્રાન્તિ થઈ. આ ભ્રાન્તિ થવાનું કારણ અજ્ઞાન છે. આ અજ્ઞાન ચૈતન્ય વસ્તુથી પર નથી. તો પછી મને વા ચૈતન્યને એમ વિભાગ જુદા પાડું તો અજ્ઞાન કોને થયું લેખાય! દેહયુક્ત ચૈતન્ય કે ચૈતન્યયુક્ત દેહ અજ્ઞાની છે? આ વિષે ખાસ ચોકસાઇ-વાળો ખુલાસો પોતાથી ન મેળવી શકાયો. જો કે એના ખુલાસા કરનાર તેમને ઘણા મળેલા; પણ જેમ જેમ



રામદાસને ભગવાન પરમમોક્ષ આપે છે.

ખુલાસા આપનાર મળતા, તેમ તેમ તેમની શંકામાં વધુને વધુ ઉમેરો થતો જતો; કારણકે દરેકના જવાબો ભિન્ન ભિન્ન મળતા. એટલે સંતોષકારક સમાધાનના અભાવે આ પરમહંસ મહારાજ જે તે સ્થળે શંકાશીલ વર્તતા. તેવામાં તેમને ભગવાન કરુણાસાગરનો ભેટો થયો. તેમને તેમણે પ્રથમ ઉપરની શંકા જણાવી અને એ પ્રશ્નોના ભગવાન કરુણાસાગર પાસેથી એવાં સમાધાનો મેળવ્યાં કે તેઓની સર્વ શંકાઓ નિર્મૂળ થઇ ગઈ અને પરમજ્ઞાન પ્રાપ્ત થતાં અત્યંત સંતોષ પામ્યા.

## ભગવાન કરુણાસાગરનો રામદાસને ઉપદેશ.

ભગવાન કરુણાસાગર પંચમ

સ્વસંવેદનો ઉપદેશ કરતા જગતની ભિન્નભિન્ન ભૂમિ પર પર્યંટન કરતા હતા. તે દરમિયાન અનેક સંત-સાધુઓ તેમના શરણે આવતા, સત્સંગ પ્રાપ્ત કરતા અને પરમ મોક્ષમાર્ગના જ્ઞાનની યાચના કરતા. તેઓ સઘળા ભગવાન કરુણાસાગરને અજોડ દિવ્ય પુરુષરૂપ જાણી તેમનું વંદન કરતા; પરમ કૃપાળુ ભગવાન કરુણાસાગરની વિશાળ ખ્યાતિ તેઓ જ્યાં જ્યાં જતા ત્યાં ત્યાં તેમની પાછળ ને પાછળ ફરતી. તેમના સમાગમમાં અનેક સંત-સાધુઓ આવતા છતાં પરમપદના સાચા અધિકારી અને પરમજિજ્ઞાસુ એવા તો કોઈ કોઈજ મળતા.

કેટલીક વાર તેઓ વિચારતા કે, મારી આસપાસ આટલી મોટી વિશાળ માનવમેદની ભેગી મળે છે. છતાં તેમાં સાચો જિજ્ઞાસુ તો કોઈકજ પ્રાપ્ત થાય છે. આ લોકો જે તે પુરુષની પાછળ દોરવાય છે, પણ ખરા આંતરિક ભૂખ જાગેલા તો કોઈકજ આવે છે. આમ તેઓ આવા વિચારમગ્ન બેઠા હતા. ત્યાં તેમને જાણે કંઈ યાદ આવ્યું હોય તેમ બોલી ઉઠયા કે,

જેહિ મતલબ આયે હમ ભવમેં,
 પતિ પરમ પઠવાયે;
તેહી મતલબકે લહન સંત જે,
 સો હમસે રત લાયે.

અર્થાત્ મારા પરમ પતિએ જે

કારણે મને આ જગતમાં મોકલ્યો છે તેને તો માત્ર સંતપુરુષોજ જાણી શકે છે. જો આવા સંત આ મહાન અર્થને જાણવાની ઇચ્છા રાખતા હોય તો તેમણે સારા સ્વરૂપમાં તલ્લીન થઈ જવું જોઇએ.

આમ વિચાર કરતા હતા તેટલામાં-

સંત એક રમતા રતિવંતુ,
આઈ ચઢે અનુચિતહી;
રામદાસ જિનુ નામ સગુન ઘન,
સાચે સુખન સુમિતહી.

અર્થાત્ સકર્તા સર્જનહારની પ્રાપ્તિ અર્થે પરમ વૈરાગ્યના વિરહમાં જેનું અંતઃકરણ અતિ તાલાવેલીવાળું થઇ ગયું હતું તેવા એક રામદાસ નામના

મહાપુરુષ અચાનક અણુચિંતવ્યા મારી પાસે આવી ચઢ્યા. મેં તેમને ઉચ્ચ જિજ્ઞાસુ કોટિના જોયા. વળી–

નિજકે સંતશિરોમણિ તેહી સમ,
પાગે પ્રીત પરમહી;
મેરે અગમ અલોકિત અનુભવ,
સુણતાં ભયે આરામહી.

અર્થાત્ મારી પાસે જે સંત રહેતા હતા તેમાં સંત–દશાના જે જે શિરો-મણિ સંત હતા તેવા આ રામદાસ હોઈ મારા અગમ્ય અને અલૌકિક અનુભવ સાંભળતાની સાથેજ તેમનાં અંતઃકરણ સ્થિરતાને પામ્યાં.

પીછે કરી તવ ખોજ ગ્રંથકી,
રમલીત રલિત સકલમેં;

પાયે મરમ પુરાતન પતકે,
સમઝે કલિત વિકલમેં.

જ્યારે અંતઃકરણમાં સ્થિરતા આવી ત્યારે તે મહાપુરુષે ગ્રંથોની ખોજ કરવા પાને પાન અને લીટીએ લીટી તપાસી આ ગ્રંથની અલૌકિક ધારા અને તેમાં રહેલી પરમ જાણ વિષે આ સંત ખૂબ ખુશ થયા; અને તેમને એ વિષેનું વધુ ને વધુ જ્ઞાન થતું ગયું, તેમ તેમ તેમનો આંતરિક પરમ આનંદ ખૂબ જ વધતો ગયો અને ગ્રંથમાં તલ્લીન રહેવા લાગ્યા.

પછી સર્વ લોકના અંતે જે પુરાણ પરમ પતિ છે તેમને શોધી પ્રાપ્ત કરવામાં તથા નિજ ગતિની કળ-કૂંચીઓ

( યુક્તિ–પ્રયુક્તિઓ ) સમજીને પરમ પતિનો ખરો મર્મ પ્રાપ્ત કર્યો.

એ પહેલાં તેમણે પોતાના જીવન પર્યટન દરમિયાન અનેક ગ્રંથો, અનેક મહાપુરુષો અને અનેક મતપંથના વિવિધ મતમતાંતરો ખૂબ જોયેલાં. આ બધું જોવા જાણવા છતાં તેમના અંતરને સંતોષ થયેલો નહિ. આ કારણને લીધે જ્યારે તેમને સાચું મિલન પ્રાપ્ત થયું ત્યારે તેમના અંતઃકરણમાં પરમ સુખની પ્રાપ્તિ થઈ. ખરૂં છે કે, જે પુરુષ જે ઇચ્છે છે તેને તે પ્રાપ્ત ન થાય ત્યાં સુધી તેના અંતઃકરણને સંતોષ પ્રાપ્ત થતો નથી. આ ન્યાયે આ રામદાસ નામના મહાપુરુષ વૈરાગ્ય

વિરહના અગ્નિમાં તપતા તપતા અને પરમ પતિની ખોજ કરતા કરતા જ્યારે મને મળ્યા ત્યારે તેમનું અંતઃકરણ પરમ દૈવી સંપત્તિવાળું જ્ઞાન મેળવવાથી પીગળી ગયું. અને આ પ્રમાણે વૈરાગ્ય રૂપી સાંજના આભૂષણુથી સજ્જ થયેલો જો કોઇ ભગવજ્જન આ જગતમાં હશે તેજ પુરુષને મારાં વચન યોગ્ય છે. વળી વહીતળ વા વિતંડાવાદીને આ સુખની પ્રાપ્તિ થશે નહિ. આ મહા-પુરુષનાં બાહ્ય તેમજ આભ્યંતર બન્ને ચિન્હો આંતરિક દૃષ્ટિએ તપાસી જોતાં મને શ્રેષ્ઠ જણાયાં. હેતુ તેમજ પ્રીતિ મુક્ત તેમનું ચિત્ત એક માત્ર મારામાંજ પરોવાયેલું હોઇ તેઓ પળ માત્ર પણ

મને વિસરતા નહિ. આ પ્રકારે એમનો અધિકાર જોઈ મેં પણ તેમને મારા ઉરમાં ધારણ કર્યા. પછી મારા અમર મંત્રનો પરમ નાદ તેમના કર્ણદ્વારા તેમને સમજાવવા યોગ્ય તે ઉપદેશ આપ્યો. પરિણામે તેમનાં સર્વ કાર્યો સિદ્ધ થયાં.

આ સંત–તે રમતા રામ–મારા આશ્રમમાં આવીને બીજા સંતો સાથે મારા શરણપૂર્વક હળીમળીને રહેતા હતા. તેમનું અંતઃકરણ જગતનાં વૈભવશાળી તત્ત્વો જોવા છતાં જરા પણ ચલાયમાન થયું નથી. તેઓ તો હમેશાં એમજ માનતા કે, હું અશરણના શરણરૂપ, એકમાત્ર આધારરૂપ, પરમ

ગુરુ ભગવાન કરુણાસાગર સિવાય અન્ય કોઇ નથી. વળી ભગવાન કહે છે કેઃ—

બહોરૂ સંત સમોરૂ સંત રખી સજમુખ
કહી કરુણાય કરીનકે;
તુમ હમ જોગ મિલન એહી અવસર,
પુનિ ન પાય ફરીનકે.

ઉપર પ્રમાણે સમજાવતાં મારા સંતસમૂહસહ નામદાસને ઉદ્દેશી કરુણા કરી કહું છું કે, તમારા અને મારા આ મિલનનો ઉત્તમ અવસર ફરી ફરીને મળશે નહિ એમ કહી ખૂબ રીતે સર્વ સંતસમૂહને સમજૂત આપી. એથી તેમનો વૈરાગ્યરૂપ વિરહાગ્નિ વધુને વધુ જાગ્રત થતો ગયો. જેમ જેમ એ વિરહાગ્નિ વધુ વધતો ગયો, તેમ તેમ

મારા આ સંતજનો યજન-ભજન વિધિ વિષે પુષ્કળ પાઠ કરવા ઉપરાંત તેઓ ઉપાસના યુક્ત વિચારોમાં મગ્ન રહેતા હતા. તેમણે પોતાના જીવનના અંત પર્યંત હાથમાંથી પુસ્તક હેઠે મૂકયાં નથી. વાંચતા પણ ખૂબ અને વિચારતા પણ એટલુંજ. આ વાંચવું અને વિચારવું એજ પરમ તપ છે, એમ તેઓ સમજવા લાગ્યા. અને મારો આદેશ પણ એજ છે.

સાચે જ, કહ્યું છે કે, જ્યાંસુધી આવું જ્ઞાન ન થાય ત્યાંસુધી દેહતત્ત્વો તથા ઇન્દ્રિયોમાં રહેલું અજ્ઞાન કદી પણ હાંકી કાઢી શકાશે નહિ. જો અંતઃકરણનું અજ્ઞાન દૂર કરવું હોય તો તેમણે વારંવાર ગ્રંથો વાંચવા. હે અંશો!

ગ્રંથોના વાચનથી, વિચારવાથી, તેમજ મનનપૂર્વક નિત્ય પ્રતિ અભ્યાસ કરવાથી જેમ રામદાસ પરમ ગતિને પામ્યા તેમ તેમના જેવીજ ગતિ પ્રાપ્ત થશે, એવું મારૂં વચન છે.

## વેદવાદી પંડિતોનો વિતંડવાદ

ભગવાન કરુણાસાગરે જોયું કે, જગતના જીવો માત્ર વેદમાર્ગ સુધી જઈ ને જ અટકી ગયા છે અને જરા પણ આગળ વધેલા નથી ત્યારે આ અવનીપરનાં માનવીઓ પર દયા કરનાર પ્રભુ કરુણાસાગરે અતિ દયાપૂર્વક સૌ જીવોનું કલ્યાણ કરવાની ઈચ્છાથી સત્ય અને પરમ માર્ગદર્શક એવા પંચમ સ્વસંવેદનું જ્ઞાન પ્રતિપાદન કર્યું. તથા



ભગવાન અનેક પંડિતોમાં મતભેદ દૂર કરાવે છે.

અનેક જિજ્ઞાસુ મહાપુરુષો તેમજ ભગવજ્જનોને તે જ્ઞાન સમજાવવા લાગ્યા. તેમના આ પુણ્યશાળી કાર્યથી એમની કીર્તિ ચારે દિશાએ પ્રસરી ગઈ. જ્યાં ને ત્યાં તેમનાં યશોગાન ગવાવા લાગ્યાં.

તેમનું આ જ્ઞાન સૂર્યપ્રકાશની માફક સૌ કોઇને માર્ગદર્શક થઈ પડ્યું. એમાં તેમણે જણાવ્યું કે " આ પંચમ વેદનો જ્ઞાનમાર્ગ કર્મકાંડનાં બંધનોથી મુક્ત હોઇને પરમપદ પ્રાપ્ત કરાવનાર છે.

આવા આશારહિત નિહંગ, અદ્વૈત, એકેશ્વરવાદનું ખૂબ સચોટ રીતે પ્રતિપાદન થતું જોઈને વાક્ચતુર પુરુષો–જેવાકે–પંડિતોને–આ વાત રુચી નહિ. કારણ કે તેમને તો તેમનો પોતાનો

આશાવાદ નાશ પામતો હતો અને પરિણામે આર્થિક જીવિકામાં અડચણ આવે તેવી પરિસ્થિતિ ઉભી થતી હતી. આથી તેમણે વિચાર્યું કે "જો આ જ્ઞાન સંપ્રદાયનો પ્રચાર વધુ થશે તો કર્મક્રિયા વગેરે દ્વારા આપણને જે કંઈ પ્રાપ્ત થાય છે તે બંધ થઈ જશે." આવા આવા અનેક વિચારોનાં એ પોથાં પંડિતોના મસ્તકને ભમાવવા લાગ્યાં.

ત્યાર પછી તો તેમણે એવો વિરોધ આદર્યો કે ગામેગામ આ વિષે વિરોધ સભાઓ અને ચર્ચાઓ થવા લાગી. વળી ભગવાન કરુણાસાગર ઉપર અનેક જાતના આક્ષેપો મૂકવા લાગ્યા. અને ભિન્ન ભિન્ન પ્રકારે તેમના માર્ગમાં

મુશ્કેલીઓ ઉભી કરવા લાગ્યા. છતાં આવા કોઈ કારણથી ભગવાન કરુણા-સાગર સહેજ પણ ચલિત થયા નહિ. તેઓ તો દૃઢનિશ્ચયી હતા. એટલે જગતનાં લાભાલાભ કે માનાપમાન વિષે સહેજ પણ દરકાર ન કરતાં, એક સકર્તા સત્કૈવલ્યની દૃઢતાપૂર્વક સ્થાપના કરવા વિષે લાગ્યા જ રહ્યા. તેમના આવા અડગ ધૈર્યથી પેલા પંડિતોનો દ્વેષાગ્નિ દિનપ્રતિદિન વધુ ને વધુ સતેજ થતો ગયો. અને પરિણામે અનેક પ્રકારના અંતરાયો ઊભા કરવા લાગ્યા.

આખરે, દૂર દૂર મુલકના પંડિતોએ આવીને પણ ભગવાન કરુણાસાગરને હેરાન કરવા માંડયા. છેલ્લે તેમના

અંતરમાં તેઓને સમજાયું કે, આ તો કોઈ મહાન અલૌકિક વિભૂતિ છે. તેમની વિરુદ્ધ વર્તવાની આપણી ગુંજાશ નથી. તેમની વિરુદ્ધ આપણે કંઈજ કરવું ન જોઈએ. અને આ પ્રમાણે તેમનાં અંતઃકરણમાં પરિવર્તન થયું.

આ રીતે જે જે પંડિતોનાં ચિત્ત પરિવર્તન થયાં તે તે પંડિતો આ ચિત્રમાં દેખાતી સભામાં ઉપસ્થિત છે. તેઓ પ્રેમ અને નિષ્ઠાપૂર્વક પરમ દયાળુ પરમ ગુરુને પ્રશ્ન કરે છે અને કહે છે કે જગતનો દ્રષ્ટા એકજ છે તો પછી સુખ-દુઃખ ઉપસ્થિત થવાનું કારણ શું? આ પ્રશ્નનો વિસ્તૃત ઉત્તર આપી ભગવાન કરુણાસાગર પંડિતોની શંકાનું

સમાધાન કરે છે. કૃપાળુ પ્રભુએ તેમને કહ્યું કે " જગતનો દ્રષ્ટા એક નથી, પણ બે છે. એમાંનો એક દ્રષ્ટા અલ્પજ્ઞ હોઈ જગતમાત્રના દરેકે દરેક પંચદેહનો સાક્ષી છે; જ્યારે સર્વજ્ઞ સકર્તા સકૈવલ્ય હોઈ ચૌદ લોકના સઘળા અંશોના દ્રષ્ટા છે. આ દ્રષ્ટા સમસ્ત લોકની ઉપાધિથી મુક્ત અને અલગ હોઈ જેણે આ સમસ્ત જગત રચ્યું છે તેમનાથી રચાયેલા જગતમાં આવેલા ભૌતિક દેહમાં જે દ્રષ્ટાનું પ્રતિપાદન કરવામાં આવે છે તે દ્રષ્ટાનું નામ અંશ છે. આ અંશને જન્મ મરણનાં પાપ-પુણ્ય, સુખદુ:ખનાં દ્વંદ્વનું આચ્છાદન લાગે છે. એથી તે ઘાટવશ હોઈ આ ઘાટથી અલગ થઈ શકતો નથી. આ આચ્છાદનરૂપ પડદો

હઠાવી શકે એવો કોઈ સમર્થ ગુરુ નથી; જ્યારે ચતુર્વેદે એકજ દ્રષ્ટાનું પ્રતિપાદન કર્યું. અને સ્વસંવેદે બે પ્રકારના દ્રષ્ટા વર્ણવ્યા છે; તેમાં એક સર્વજ્ઞ અને એક અલ્પજ્ઞ. અલ્પજ્ઞ દ્રષ્ટા દેહનો હોઇ સર્વજ્ઞ દ્રષ્ટા સર્વ અંશોના છે. આ ભેદને લીધે સઘળા સિદ્ધાંત બદલાઇ ગયા છે, બે દ્રષ્ટાનું પ્રતિપાદન એ આશ્ચર્યકારક છે; કારણ કે આ વિષે કોઈની શાખ મળે તેમ નથી. જ્યારે શિષ્યને વા શ્રોતાને સ્વસંવેદનું જ્ઞાન થાય અને તે તેનો અભ્યાસ કરે ત્યારે જ તે સમજી શકે.

કર્મ માત્રથી વાસના બળવાન થાય છે, વળી યોગથી પણ વાસના બળવાન

થાય છે, જ્યારે જ્ઞાન ઉપાસનાથી વાસનાનો ત્યાગ થાય છે, એ ઉપાસના કઈ અને ત્યાગ કેવી રીતે થાય ? એ વિષે આ ગ્રંથમાં પુષ્કળ ખુલાસા કરેલા છે.

મનુષ્યમાત્રનું લક્ષ્યબિન્દુ કોઇ કર્મ કરવાથી વા કોઇ યોગ કરવાથી સ્થિર થતું નથી; પણ વક્તાના કથન ઉપર ધ્યાન આપનાર વા તેમના મુખેથી સ્રવતા શબ્દોનું આલોચન કરતાં મનની જે સ્થિરતા થાય છે. તેવી સ્થિરતા જપ, તપ કે સાધન કરનારની થતી નથી. "હું દેહમાં છું કે દેહની બહાર છું" એ નહિ સમજનારાઓ મુખ-જિહ્વાના યોગ વડે કાલ્પનિક ફાંફાં મારે છે. મનુષ્યને કયા સંયોગે અને

ક્યારે જ્ઞાન થાય એ આ પ્રમાણે કરનાર સમજી શકતો નથી.

દેહનાં તત્ત્વોના સ્વામી થવું એ અતિ મુશ્કેલ વાત છે; કારણ કે દરેક જ્ઞાન સ્થળ દેહમાં થાય છે, સૂક્ષ્મ દેહમાં થતું નથી. અંશ ને સ્થૂળ દેહ સ્વતંત્ર છે, જ્યારે બીજા બધા દેહો પરતંત્ર છે. તેથી તે દેહનું જ્ઞાન અંશને થતું નથી. પણ ઊલટો તે દેહમાં જાય તો ગુંચવાય છે. દાખલા તરીકે સ્વપ્ના-દિની અવસ્થામાં વાઘ, નહાર કે ચોર જોઇને મનુષ્ય ભયભીત થઈ ગભરાઈ ઊઠે છે. જ્યારે જાગ્રત અવસ્થામાં જોતાં તે હેરાન થતો વા ગભરાતો નથી. કારણ કે તેને બીજી સહાય તરત મળી આવે છે. અથવા પોતાનો

બચાવ શોધી શકે છે, તેમજ તેને તે વિષેનું સાચુ જ્ઞાન હોય છે તેવું જ્ઞાન વા તેવી જાણુ બીજા કોઇ દેહમાં નથી. અર્થાત્ સૂક્ષ્મકારણાદિ દેહોથી સ્થૂલદેહ અને જાગ્રત અવસ્થા શ્રેષ્ઠ છે. આ જાગ્રત અવસ્થા ચૂકનાર પોતાની પરમ જાણુને ગુમાવે છે. આ જાણુ વડે જે જ્ઞાન થાય છે અને તેનો લાભ તેને મળે છે તેવો અને તેટલોજ લાભ બીજી અવસ્થામાં મળતો નથી. આ જાગ્રત અવસ્થા જેટલા પ્રમાણુમાં સાવધ અને સુસજ્જિત હોય છે તેટલાજ પ્રમાણુમાં તેઓ પરમજ્ઞાન પ્રાપ્ત કરી શકે છે, જ્યારે કર્મ કરનારાઓ, જપ જપનારાઓ, તપ તપનારાઓ

તેમજ ધ્યાન ધારણા આદિ સાધન સાધનારાઓ આ જાણને ગુમાવે છે. અને ભળતીજ અવસ્થાને તાબે થઈ ગમે તે અવસ્થામાં સુષુપ્તિઅવસ્થા-વત્ થઈ જાય છે આ સુષુપ્તિઅવસ્થાને ચતુરવેદવાળાઓએ શ્રેષ્ઠ ગણી છે. પણ ખરી રીતે સુષુપ્તિઅવસ્થા શ્રેષ્ઠ ન હોતાં સર્વ જાણને ગુમાવનારી છે આ જડ-વત્ સુષુપ્તિઅવસ્થા બહેર-શૂન્યની માફક અચેત હોઈ બીજી સર્વ અવસ્થાને તેનો પટ લાગી જાય છે. એથી કરી જ્ઞાનની, જાણની વા ભાગ-ત્યાગ આદિ લક્ષણાની કોઈ સ્મૃતિ રહેતી નથી. જેમ ઑપરેશન કરતા પહેલાં ડૉકટરો દરદીને કલોરોફોર્મ સુંઘાડી બેભાન બના-વતાં દરદીને કશાની જાણ હોતી નથી.

માટે આ અવસ્થાથી સાવધ રહેવું. આ વિષે પરમ ગુરુએ પોતે રચેલા ગ્રંથોમાં પુષ્કળ વ્યાખ્યા કહેલી છે. આ પદ પામવાની ઈચ્છાવાળા જિજ્ઞાસુએ એ ગ્રંથો જોવા ચૂકવું નહિ. જો કે, ગ્રંથમાં ખૂબ ખુલાસા છે એટલે અહીં વિસ્તાર પૂર્વક લખ્યું નથી. પણ હું ભારપૂર્વક કહું છું કે મારા પરમ આશયને સમજવા માટે તેમણે સ્વસંવેદની આદ્ય લેઈ દરેક ગ્રંથ જોવા. એ ગ્રંથો એજ મારા સકર્તા સ્વામીનો સંદેશો છે.

---

# વૈરાગ્યવિરહથી પીડાતા સાધુ પ્રેમદાસને ભગવાન કરુણા-સાગરનો મેળાપ

ગુજરાતના ભાલેજ નામના ગામમાં પ્રેમદાસ નામે એક મહાપુરુષ થઈ ગયા. તેઓ પોતે વિદ્વાન હતા, કંઇક યોગસમાધિ પણ જાણતા, તેમ જ ધ્યાન–ધારણામાં અતિ સ્થિર, ગંભીર હૃદયવાળા અને વિશાળ બુદ્ધિશાળી એવા આ મહાપુરુષ સંતસમૂહમાં રહીને સદા સત્સંગમય રહેતા હતા

આ પ્રેમદાસના ગુરુ પ્રીતમદાસ હતા. તેઓ ગુર્જરાદિ દેશવિદેશોમાં વિખ્યાત હતા. તેઓ જ્ઞાન–ધ્યાનના પણ સારા જ્ઞાતા હતા. તેમની ગતિ સગુણ અને નિર્ગુણ સાથે ઓતપ્રોત હોઈ દીર્ઘ દૃષ્ટિવાળા અને રજે રજ વસ્તુના પૂરા અનુભવી હતા. એજ પ્રેમદાસના



બાલેજના મહારાજ પ્રેમદાસજી પોતાના શિષ્ય સહ
ભગવાન પાસે સતસંગ કરે છે

ગુરુ પ્રીતમદાસ જેઓની કીર્તિપતાકા સમસ્ત દેશ પર પ્રસરી હતી તેમના પર પ્રેમદાસનો પૂર્ણ વિશ્વાસ હતો. આવા અનુભવી પુરુષની સેવા કરતાં પ્રેમદાસનામાં પણ તેમના જેવી બુદ્ધિશક્તિ ઉત્પન્ન થઈ. આવા ઉત્તમ પ્રકારે જ્ઞાનથી સુસજ્જિત, અનુભવી, રોમરોમ અને રગેરગ-નખશિખપર્યંત સર્વાંગે સાધુ પ્રેમદાસ, ગુરુસમક્ષ અધિકારપૂર્વક ગુરુપરાયણ રહેતા હતા.

ભાલેજપુરમાં તેમનો આશ્રમ હતો. આ આશ્રમમાં ચારે સંપ્રદાયના મહાપુરુષો આવતા, અને તેમની તેઓ સેવા કરતા. આમ એ સંતજનોની સેવાશુશ્રૂષા અને સત્સંગમાં તેમ જ નિત્યાનિત્ય વિચારમાં દિવસો નિર્ગમન કરતા. જોકે તેઓ યોગી પણ હતા, છતાં જ્ઞાન ને ગુરુઉપાસનાને અગ્રસ્થાન આપતા. આમ પોતાની સઘળી જિંદગી વીતાવતાં એક દિવસ તેમને પોતાને ભાસ થયો કે હવે મારૂં આ શરીર ચાર માસ અને પંદર દિવસ રહે-

વાનું છે. આથી તેમના અંતઃકરણમાં ખૂબ ચિંતા થવા લાગી, વૈરાગ્યરૂપી વિરહાગ્નિ પ્રજ્વલિત થયો અને પ્રભુપદની પ્રાપ્તિ પાછળ તેમના અંતઃકરણને ખૂબ તાલાવેલી લાગી. ક્યારે અને કઈ પળે હું મારા સર્જનહારને મળું એવો પ્રબળ વૈરાગ્ય તેમનામાં પ્રકટ્યો, પણ આ કઠણ સંજોગોનો ઉકેલ થાય તેવું કોઈ સાધન તેમને પ્રાપ્ત થયું નહોતું. આથી તેમના અંતઃકરણમાં જબરૂં મંથન જાગ્યું. પણ કરે શું ? આખરે આ બધી અકળામણ પોતાના જ્ઞાન વડે શમાવી દઈ સમાધિપૂર્વક વ્યાપક દૃષ્ટિએ સમસ્ત જગત પર નજર ફેરવીને જોયું તો, સારસા નામક ગામમાં ભગવાન કરુણાસાગરનું તેમને સાક્ષાત્ દર્શન થયું. પછી સમાધિ ઉતારીને સ્વસ્થ થઈ પોતાના સઘળા શિષ્યમંડળને એકત્ર કર્યું. તેઓ સમક્ષ તેમણે નિવેદન કર્યું કેઃ—

આ અવનિ પર આ શરીર હવે ચાર માસ અને પંદર દિવસ રહેવાનું છે. એટલા ટૂંક સમય દરમિયાન ઉચ્ચાતિઉચ્ચ એવા કોઈ મહાપુરુષનો સત્સંગ સેવવો જોઈએ. એવા ઉચ્ચ અને શ્રેષ્ઠ મહાપુરુષ મારી સમાધિ દશામાં મેં જોયા. આપણે તે મહાન વિભૂતિ પાસે જઈએ અને તેમનો સત્સંગ સેવીએ. આ અવશેષ રહેલી જિંદગી માત્ર સત્સંગમાં ગુજારી તેમની પાસે પરમ દાનની માગણી કરીશું.

આ પ્રમાણે પોતાના શિષ્ય મંડળને સમજાવી ત્યાંથી તેઓ ચાલી નીકળ્યા.

આ પ્રેમદાસ પોતાના શિષ્યોને લઈને એવે સ્થળે ગયા કે જ્યાં ભગવાન કરુણાસાગર વિરાજમાન હતા. આ પ્રમાણે ભગવાન પાસે જતાં, પ્રેમદાસને પોતાના સમાધિ સમયમાં જે સ્વરૂપ દેખાયું હતું તે જ અહીં વિરાજમાન જોયું. આથી તેમના અંતરમાં જાણે હર્ષનો

મહાસાગર ઊભરાયો, ઉત્સાહનો પાર ન રહ્યો. તેઓ તો ભગવાનને જોતાં જ વેગપૂર્વક દોડી ગયા, અને તેમનાં શ્રી ચરણોમાં મસ્તક ઝુકાવી પોતાની સર્વ હકીકત નિવેદન કરી. તેમણે જણાવ્યું:

"પ્રભો ! હું જન્મ મરણથી કંટાળેલો એવો એક અલ્પ દુ:ખી માણસ આપના શરણે આવ્યો છું. ગુરુદેવ ! મારું પરમ કલ્યાણ આપના આશ્રય અને શરણ સિવાય અન્ય નથી, એમ ખાત્રી થવાથી અહીં આવી આપની સેવામાં હાજર થયો છું."

આ પ્રમાણે સાધુ પ્રેમદાસે ગદ્ગદ કંઠે ભગવાનની સ્તુતિ કરી; અને પ્રભુ કરુણાસાગરે તેના પર કૃપાવંત થઈ તેને ધીરજ આપી. પછી તો પ્રેમદાસે પોતાના મનની અનેક ગૂંચો ભગવાન કરુણાસાગર સમક્ષ રજૂ કરી અને ભગવાને તે સર્વના સ્પષ્ટ ખુલાસા આપ્યા કે

સાધુ પ્રેમદાસના અંતરની સર્વ ગ્રંથિઓ કપાઈ ગઈ; અને અંતર આ પૂર્ણ પ્રકાશથી પરમોજ્જ્વલ બની ગયું. અને ભગવાનનાં સર્વ વચનોનું વારંવાર આલોચન કરવા લાગ્યા.

ભગવાન કરુણાસાગર સ્વમુખે કહે છે કે

પોતાના સાત શિષ્યો સહિત સાધુ પ્રેમદાસ મારી સમક્ષ આવ્યા, મારૂં શરણ શોધ્યું, પ્રણિપાતપૂર્વક મને મળ્યા-ભેટયા, અને મારા અન્ય સંત સમૂહમાં હળી ગયા. તેમને જ્ઞાન-ભજન-ઉપાસના કરવાનો ઉપદેશ કરવામાં આવતો. વળી અગમ અને અગોચર વસ્તુ જેની ગમ વેદને પણ નથી તે વસ્તુરૂપ મુદ્દો મેં કરુણા કરીને તેમને સમજાવ્યો. તેમાં પણ જડ અને ચૈતન્ય બન્નેને અલગ કરી ભિન્નભિન્ન રૂપે સમજાવવા ઉપરાંત સકર્તા સત્કૈવલ્યનો નિજલક્ષ તેમને આપ્યો. વળી આ પ્રેમદાસ મને અનેક પ્રશ્નો પૂછતા. જેમ જેમ તેઓ પ્રશ્નો

પૂછતા ગયા, તેમ તેમ હું દરેકે દરેક પ્રશ્નોના ઉત્તર સરળ અને સ્પષ્ટ સમજાય તેવી રીતે આપતો ગયો."

આ પ્રમાણે સત્સંગ કરતાં કરતાં ચાર માસ અને પંદર દિવસ વીતી ગયા. તેમના શરીર ત્યાગનો એ દિવસ આવી લાગ્યો. સૌ સંતો એકત્ર થઈ વાતો કરવા લાગ્યા કે આજે પ્રેમદાસનો છેલ્લો દિવસ છે. આપણે સૌ ગુરુની સન્નિધિમાં બેસો અને શું થાય છે તે જુઓ.

આ પ્રેમદાસ સહ સર્વ સંતસમૂહની મધ્યમાં ભગવાન કરુણાસાગર વિરાજમાન હતા. તે પ્રસંગે તેમણે જ્ઞાનબોધ અને સત્ વસ્તુની શોધ વિષે જે સમજૂતી આપી પ્રધાન શક્તિને જાગ્રત કરી. મરણના અંતકાળ સમયે જે ગતિનું જ્ઞાન જોઈએ તે જ્ઞાન, ભગવાન કહે છે કે મારી સન્મુખ આ સંતસમૂહને રાખી મેં તેમને કહ્યું અને સમજાવ્યું કે

અલખ લક્ષ્યમાં એકતા કરાવીને પ્રેમદાસ નામના મહાપુરુષમાં રહેલા હંસનો હલકારો સંકેત કર્યો. જેમ કરોળિયો પોતાના મુખમાંથી નીકળતા તારના તાંતણે અંતરિક્ષ આધાર સિવાય ચાલે છે, એ તારને લે છે અને મૂકે છે, એ બધી ક્રિયા કરોળિયો પોતે કરે છે, તેજ પ્રમાણે ચૈતન્ય રૂપ અંશ જે ખેલ ખેલી રહ્યો છે તે ખેલનો ખેલાડી એવો હંસ કરોળિયાના તારની માફક જે ગમન કરી રહ્યો છે તેને પ્રણવરૂપ શ્વાસને મસ્તકે બેસવાને સમજ આપી. પછી આ સોહં તારરૂપ શ્વાસને અંદર ખેંચી લેવાની યોગ્યતા સમજાવી અને કહ્યું કે, જેમ કામઠાની પણછ જેટલા પ્રમાણમાં ખેંચવામાં આવે તેટલાં જ વેગથી તીર ઉછળે છે, તેમ અને તેવી જ રીતે નાભિથી છૂટતા શ્વાસને જોરથી ખેંચી લેવાની કળ-કૂંચીઓ સમજાવી એટલે તરત જ મહાપુરુષ પ્રેમદાસ પદ્માસને બેસી ગયા, શરીરને સીધું કરી, શ્વાસ પર સ્વાર

થતાં તરત જ તેમણે પ્રાણને છોડી દીધા. આમ પ્રાણ છૂટતાં ભગવાન કરુણાસાગરને અને સર્વ સંતમંડળને પોતાના શુદ્ધ સ્વરૂપની સાવધ સ્થિતિમાં સર્વ સભાને અતિ દીનતાપૂર્વક નમન કરી જયજયકાર કરતા કૈવલ્યધામને પામી ગયા.

જે દિવસે તેમણે કૈવલ્યવાસ કર્યો તે દિવસ સં. ૧૮૮૨ ના માહ માસના શુકલ પક્ષની એકાદશીને ગુરુવાર હતો.

આ સઘળોય પ્રતાપ ઉપાસનાનો છે. એ ઉપાસનાના પ્રતાપે આવા મહાપુરુષો પરમ પદને પામ્યા છે. આ યજન–ભજનવિધિ એ જ મારૂં હાર્દ છે; મારા શરીરના વિલયબાદ મારા કાયમ પંથમાં આવનારે આ પ્રમાણે કરવા મારી આજ્ઞા છે. જે પંથે પ્રેમદાસ ગયા, તે જ પંથે જવાની ઇચ્છા રાખનારે યજન–ભજનવિધિના ગ્રંથને અંતરમાં કોરી રાખવો.



પરમપદનો અધિકાર વિષ્ણુઆનંદજીને ભગવાન સમજાવે છે.

## ભગવાન કરુણાસાગરને દંડી સ્વામી વિશુદ્ધાનંદ સન્યાસીનો મેળાપ

આ સંન્યાસી વેદ-શાસ્ત્રોના સારા વિદ્વાન હતા; તેમ જ તેઓ સમજતા હતા કે, વેદ-શાસ્ત્રના વિદ્વાનોથી અનુભવસિદ્ધ જ્ઞાન પર છે. અને તે સહેલાઈથી પ્રાપ્ત થાય તેમ નથી. અભ્યાસના યોગે વિદ્વાન થઈ શકાય છે, જ્યારે ઉત્તમ પુરુષોના સહવાસ તેમ જ સત્સંગથી અનુભવ-જ્ઞાન પ્રાપ્ત થાય છે. દૃશ્યજ્ઞાન એ જ પદાર્થ જ્ઞાન હોઈ વેદદ્વારા પ્રાપ્ત થાય છે. અને અદૃશ્ય જ્ઞાન તત્ત્વજ્ઞ પુરુષોદ્વારા પ્રાપ્ત થાય છે. એવા પુરુષો ન મળે ત્યાંસુધી પરમજ્ઞાનની આશા રાખવી વ્યર્થ છે. વેદશાસ્ત્રોથી શબ્દજ્ઞાન થાય છે, આ શબ્દજ્ઞાન પરમ પદની પ્રાપ્તિના અર્થમાં લેશમાત્ર કામ આવતું નથી.

આ પ્રમાણે આ સંન્યાસીના વિચારોમાં ગડમથલ તથા અથડામણ થયા કરતી હતી. તેવામાં ભગવાન કરુણાસાગરની કોઈ સંતદ્વારા પરમ ખ્યાતિ સાંભળવા મળતાં આ સંન્યાસીને તેમનું શરણું શોધવાની ઇચ્છા જાગ્રત થઈ. તેઓ ત્યાં ગયા. ભગવાનનું જ્ઞાનમય વિશાળ સ્વરૂપ જોઈ તેમનું અંતઃકરણ તેમનું મિલન થતાં જ દ્રવી ગયું અને મનમાં વિચારવા લાગ્યા કે, જે મહાપુરુષની હું શોધ કર્યા કરૂં છું તે જ સાક્ષાત્ આ મહાપુરૂષ છે.

તેઓ દીર્ઘદૃષ્ટિવાળા હોઇને ઉચ્ચ કક્ષા-વાળા હતા. વળી તેઓ એક આદર્શ સંન્યાસી હતા. તેઓ સામાન્ય પોથાં પંડિતો જેવા વિદ્વતાના ઘમંડી નહોતા, છતાં ઈશ્વરપ્રાપ્તિની ત્રુટિઓ તેમના અંતરને ખૂંચતી હતી. એથી ભગવાન કરુણાસાગરનો તેમને ભેટો થતાં તેમની સર્વ વાસનાઓ નિર્મૂળ થઈ ગઈ અને

પરિણામે પરમપદમાં સ્થિર થયા. જો કે તેમણે ભગવાન પરત્વે અનેક પ્રશ્નો પૂછેલા અને જે તે પ્રશ્નનો સંપૂર્ણ ખુલાસો કરી ભગવાને તેમના અંતરને અજવાળેલું. આથી તેઓ પરમજ્ઞાનમાં ગરકામ થઈ ગયેલા અને પછી રાતદિવસ ગ્રંથોના સતત ચિંતનને પરિણામે તેમને પરમ માર્ગ લાધેલો.

---

# પુણ્ય પવિત્ર ક્ષેત્ર બદરીકાશ્રમમાં ભગવાન કરુણાસાગર

જગતકર્તાના આ વિશાળ જગતના અનેક દેશ–પ્રદેશો તેમજ છએ દ્વીપો અને નવે ખંડોમાં વિચરતા વિચરતા ભગવાન કરુણાસાગર જંબૂદ્વીપના ભરતખંડ વિષે બદરીકાશ્રમમાં જઈ ચઢ્યા.

એ બદરીકાશ્રમમાં અનેક ઋષિમહર્ષિઓને પરમજ્ઞાનનો ઉપદેશ દેતા ભગવાન કરુણાસાગર આ ચિત્રમાં દૃષ્ટિગોચર થાય છે. તેઓ શ્રોતા વર્ગને પંચમસ્વસંવેદનું જ્ઞાનદાન દઈ રહ્યા છે.

આ ઋષિ–મહર્ષિઓએ પંચમસ્વસંવેદને પહેલા જ શ્રવણવખતે સ્વીકારેલો નહિ; પરંતુ જેમ જેમ પરમકૃપાળુ ભગવાન કરુણાસાગરના સ્વમુખે તેઓ એ જ્ઞાન વધુ ને વધુ સાંભળતા ગયા, તેમ તેમ તેમનાં અંતર્ચક્ષુ ખુલતાં ગયાં અને પરમજ્ઞાનને પ્રાપ્ત કરતા ગયા.



ભગવાન બદ્રિકાશ્રમમાં પ્રગટ થયા ત્યારે અનેક મહર્ષિઓને પારંગત કરેલા છે.

બદરીકાશ્રમમાં રહેતા આ મહર્ષિઓ પોતાનું અંતિમ જીવન પરમ તપશ્ચર્યામાં વીતાવતા હતા, કારણકે તેઓ પરમ વૈરાગ્યવાન હોઈ ને તેમણે પોતાનાં શરીરોને મહાન ધનની પ્રાપ્તિમાં સમર્પણ કરેલાં, એવા અધિકારી જનોને ભગવાન કરુણાસાગરનો ભેટો થતાં તેમને પરમજ્ઞાનની પ્રાપ્તિ થઈ.

તેઓને ઉપદેશ દેતાં ભગવાને કહ્યું કે "તમે જેને શોધો છો, તે હું પોતે જ છું. પરંતુ તમારી આ રીતે તમે મને પ્રાપ્ત કરી શકશો નહિ. એ પરમમાર્ગ તો આ તપના અંતે મળે છે. એ માર્ગ તો સત્સંગ અને તેને લગતી ઉપાસના વડે જ પ્રાપ્ત કરી શકાય છે. આ દેહનાં સઘળાં પરિવર્તનોમાં જે સાધનરૂપ છે તે ઉપાસના વડે જ પરમદશાને પ્રાપ્ત કરી શકાય છે. અને એ રીતે સ્થિરતા પ્રાપ્ત કરો. આ સ્થિરતા સમાધિ વડે નહિ મળી શકે;

કારણકે સમાધિ કોઈ એક વસ્તુનું આલોચન કરવા પાછળજ રોકાય છે. અને બહેર શૂન્યમાં સુષુપ્તિ અવસ્થા ઘણો લાંબો કાળ ભોગવે છે. એથી કદાચ તેઓ લાંબા કાળ સુધી જરા-મરણને જીતી શકે-દીર્ઘ આયુષ ભોગવી શકે, પરંતુ તેનાથી જરા-મરણને નષ્ટ કરી શકાતાં નથી; એ તો વાસનાને મજબૂત-દૃઢ કરનાર છે. એટલે પંચભૌતિક એવા આ દેહનાં સઘળાં કાર્યો જે ઇંદ્રિયોદ્વારા સ્ફૂરે છે તેને, પરમગુરુએ સમજાવેલી એ મહાન વસ્તુ તરફ વાળો અને તેમાં જ સ્થિર થાઓ.

આ વિષે ભગવાને ત્યાં હાજર રહેલા સૌ મહર્ષિઓને વિસ્તારપૂર્વક સમજૂતી આપી તેમને ચિત્તશાંતિ અર્પણ કરી. ત્યારથી તેઓ પરમ ગુરુની યજન-ભજનવિધિમાં સંપૂર્ણ ચિત્ત પરોવી નિત્ય પ્રતિ પઠનપાઠનપૂર્વક આ-લોચન કરવામાં રોકાયા છે. આ અભ્યાસ

એ જ તેના અભ્યાસીને પરમ માર્ગે લઈ જનાર છે.

એ વિષે પાઠમાં સઘળા ખુલાસા છે તેનું ધ્યાનપૂર્વક મનન કરજો. એથી કરીને તમારા મુશ્કેલ માર્ગ સરળ થઈ જઈ તમારૂં લક્ષ્ય સકર્તા સ્વામી તરફ દોરાશે. આ પ્રમાણે નિત્ય પ્રતિ અભ્યાસ કરવો એ જ ખરૂં તપ છે.

આમ અનેક મહર્ષિઓને ઉપદેશ દેતા ભગવાન કરુણાસાગર બદરીકાશ્રમમાં વિચરતા હતા. તેમના આ પર્યટન દરમિયાન તેમને જે જે મહર્ષિઓ મળ્યા તે તમામને તેમણે પરમ જ્ઞાનનું દાન કર્યું અને પરમકલ્યાણનો મોક્ષ માર્ગ દર્શાવ્યો.

---

# ભગવાન કરુણાસાગરનું પ્રાકટ્ય

જ્યારે જ્યારે આ અવનિ પરનાં મનુષ્યો ક્રાન્તિને કિનારે આવે છે અને અનેક મૂંઝવણોમાં અથડાય છે આમ જગત અવ્યવસ્થીત થાય છે ત્યારે ભગવાન કરુણાસાગર પોતે પ્રગટ થઈ દેહ ધારણ કરે છે. ભગવાન કરુણાસાગર પોતે આ અવનિ પર કેવી રીતે પ્રગટ થયા તેમનું આગમન કેવી રીતે થયું એ વિષે તેઓ પોતે સ્વમુખે કહે છે કેઃ—

હાવે કહું ઉતપન સુનો મમ તન અંદેશી
હંમ હે પુરુષ અનાદ્ય ઉપાધિતે વર્જિત વેશા.
કોટિ કલ્પ પરજંત અંત નહીં વ્યાપત માયા;
હાડમાંસ નહીં રુદ્ર ઉદ્ર હંમહી નહીં આયા.
ઉપન્યો આપોઆપ વ્યાપ મોઈ સકલ સહીરા;
અવિગત અંગ હમાર બિંદુ કે નહીં શરીરા.
બિંદુકે નહીં શરીર ધીર દ્દઢ પુરુષ પુરાના;
રૂપ અરૂપી ખેલ કુવેર અકેલ નિદાના.



ભગવાન પ્રગટ થાય છે તે સમયનું દ્રષ્ય.

અર્થાત્ હું અનાદિ પુરુષ હોઈ વેશરૂપ ઉપાધિથી પર છું વળી કરોડો કલ્પોના અંતે પણ માયા મને વ્યાપી શકે તેમ નથી. મારૂં આ શરીર હાડ-માંસ તેમજ રુધિરના યોગે ઉત્પન્ન થયું નથી. કારણ કે ઉદરવાળા ગર્ભમાં મારો જન્મ થયો નથી. પરંતુ હું તો આપો આપ આ અવનિ પર અવતરેલો હોઈ મારૂં પોતાનું જ સહીર (વિભુરૂપ ગતિ) સર્વત્ર વ્યાપક છે; તેમજ મારૂં આ અંગરૂપ સ્થૂલ શરીર અવિગતરૂપ હોઈ બિંદુ વડે બંધાયેલું નથી. હું અનાદિકાળથી દૃઢ, ધૈર્યવાન તેમજ પુરાણપુરુષ હોઈ બિંદુથી ઉત્પન્ન થતાં શરીર-વાળા જેવો નથી.

આગળ ચાલતાં પોતાની વધુ ઓળખ આપતાં દયાળુ પ્રભુ પોતે કહે છે કે, રૂપ અને અરૂપ એ બન્ને ખેલમાત્ર છે; છતાં એ ખેલના મૂળ કારણરૂપે હું એકલો જ છું.

અને આ કારણે જ જગતના જીવોના ઉદ્ધારને અર્થે એક એવો શુભ યોગ આવી લાગ્યો. એ ધન્ય દિવસ તે સંવત ૧૮૨૯ના માહ માસની શુકલ દ્વિતીયાનો પરમ મંગળ પુણ્યશાળી દિવસ. એ દિવસે એક માતા પોતાના બાળકને લઈ એના પિયર જતી હતી. એના માર્ગમાં વિશાળ વન પથરાયેલું હતું. એ વનમાં થઈને જતાં જતાં રસ્તામાં એને તૃષા લાગી. પરંતુ નજીકમાં કોઈ જળાશય નહોતું. આ તૃષિત અવસ્થામાંજ તેણે કેટલોક માર્ગ કાપ્યો હશે. તેટલામાં એક સરોવર તેની નજરે પડ્યું. એ જળાશયને જોઈ રાજી થતી એ માતા પોતાના પુત્રને પાસેજ જમીનની લીલી હરિયાળી પર સુવાડી પાણી પીવા ગઈ. જળાશય પર જઈ પોતાની તૃષા છીપાવી માતા પાછી ફરતાં તેણે જોયું તો પોતે સુવાડેલું બાળક ન મળે. આથી તે અત્યંત વિમાસણમાં

પડી ગઇ, અને રોકકળ કરવા લાગી. દરમિયાન તેની નજર બીજી દિશામાં ફરતાં તેણે જોયું તો એક નહાર ( વરૂ ) પોતાના બાળકને લઈ દોડતું ચાલ્યું જતું તેણે જોયું. આ દશ્ય જોતાંજ તેનું હૃદય હાથ ન રહ્યું. ને હૈયાફાટ રુદન કરવા લાગી, અને દીન નિરાશ થઈ ગઈ. છતાં અનેક નિરાશાઓમાં પણ એકાદ આશાનું કિરણ હોય છે તેમ તેને પણ આશાકિરણ નજરે મડયું. તેને જાણે દિવ્ય ચક્ષુ પ્રાપ્ત થયાં હોય તેમ, તેણે જોયું તો જણાયું કે એક પરમ ઓજસ્વી બાળક જાણે પોતાને કોઈ મહાન આદેશ દઈ રહ્યું છે! આ પ્રસંગ પરમકૃપાળુ ભગવાન કરૂણાસાગરે સ્વમુખે આ પ્રકારે વર્ણવ્યો છેઃ—

દેખત કિયા વિલોચ કહે આ બાલક કિનકા;
મોહેજે મિલ્યો સંજોગ યોગ મહી બીજકે દિનકા.
કહે મેરે સુત સાટ માટે દીનો કિરતારા;

ચેસો ધરી મનમોદ બોધ ઉર કરે વિચારા.
હંમ બોલે કયોં બેર લગાવત ધર્મકી માતા;
લેઈ જા તોઈ મોઈ ઘેર જગતમેં કરૂં વિક્ષાતા.
કરૂં વિક્ષાતા જગત વિગત વિધવિધ કે જ્ઞાના;
કહે કુવેર જુગમાંહી કછુ નહીં રખુ અયાંના.

અર્થાત્ ભગવાન કરુણાસાગર કહે છે કે, જ્યારે એ માતાએ મને જોયો ત્યારે તે આશ્ચર્ય પામી વિચારવા લાગી કે (ઓહો!! મારા બાળકને તો પેલું નહાર લઈ ગયું અને) અહીં આ બાળક વળી કોનું ? ! આ પ્રમાણે મને જોવાનો માતાને સહજ સ્વભાવે જ સંજોગ મળી ગયો. વળી તેણે વિચાર્યું કે, મારા બાળકને પેલું નહાર લઈ ગયું હતું તેના બદલામાં કીરતારે તો મને આ બાળક નહિ આપ્યું હોય ? આમ તે પોતના અંતરને વિષે વિવિધ પ્રકારના અનેક તર્ક-વિતર્ક કરવા લાગી. માતાના હૃદયમાં આવી ધડમથલ ચાલતી હતી

તેને મારા અન્ય દિવ્ય સ્વરૂપે અંતરિક્ષથી આ-શ્વાસન આપતાં પછી મેં કહ્યું: " હે માતા ! આમ વિચારમાં શું પડી ગયાં છો ? વિલંબ શા માટે કરો છો ? મને તમારે ઘેર લઈ જાઓ. હું તમારો ધર્મ પુત્ર છું. હું તમને જગત-ભરમાં વિખ્યાત કરીશ. વળી આ અવનિ પરનાં મનુષ્યોને વિવિધ પ્રકારનુ જ્ઞાનદાન દઈને કોઈ જ વસ્તુ અજાણી રાખીશ નહિ.

આ ઉપરાંત માતાને વધુ ઓળખ આપતાં તેમણે કહ્યું કે:

બોહોરૂ કિયો હંમ બેન યેન અવિગત ગત ધરકે;
હુતે અકેલે રાન જ્ઞાનધર અજર અમર કે:
હે માતા જેહિ મરમ કહું સુણ સુરત ધરીનકે;
પૂરવકે તપ તોય કીન અતિકષ્ટ કરીનકે.

અર્થાત્ હે માતા ! અવિગત ગતિને ધારણ કરી અદલ વચનો બોલું છું. તમને લાગે છે કે આ વનને વિષે હું એકલો છું. પરંતુ મારૂં નિજ

ઘર તો અજર અમર છે. મને એનું સંપૂર્ણ જ્ઞાન છે અને એ ઘરને વિષે સ્થિતિ કરીને જ રહું છું. હે માતા! તેં પૂર્વજન્મમાં અનેક કષ્ટો સહન કરીને જે તપ કર્યું છે તેને લીધે મારી તને પ્રાપ્તિ થઈ છે.

આજ પરમ કૃપાળુ ભગવાન કરુણાસાગરનાં માતા હેતળા!

પછી ભગવાને માતાને તેના પૂર્વજન્મની સઘળી વાત કહી સંભળાવી એટલે તેને પોતાનું પોતાપણું સમજાયું.

# મહંત મોહનદાસજી અને પરમ-હંસ સુખાનંદજીનો સંવાદ

[ સ્થળ: અમદાવાદ ]

**મોહનદાસ:** ભગવાન કુવેર સ્વામીને આપણા સંપ્રદાયના કેટલાક અનુયાયીઓ ભગવાન કહેવા ના પાડે છે: તેઓ કહે છે કે કુબેર સ્વામી ભગવાન નહોતા; આમ કહેવામાં તેમનો શું ઉદ્દેશ હશે? અને એ મહાન વિભૂતિ ભગવાન ખરા કે નહિ?

**સુખાનંદજી:** આવી મહાન પ્રતિભાશાળી વિભૂતિને ભગવાન કેમ ન કહેવા જોઈએ? તેઓ સાક્ષાત્ ભગવાન હતા. ભગવાનનાં જે લક્ષણો જણાવાયાં છે તે સૌ વિશ્વવંદ્ય ભગવાન કુવેરસ્વામીમાં હતાં. અને "ભગવાન" શબ્દનો

વ્યુત્પત્તિપૂર્વક જે અર્થ નીકળે છે તે પણ શું સૂચવે છે? *भग+वान्=भगवान्=જેનામાં છ પ્રકારનાં ભગ છે તે ભગવાન કહેવાય છે. ભગવાન કુવેર સ્વામીમાં સઘળી વિભૂતિઓ-સર્વ પ્રકારનાં સત્વો હતાં. તો પછી તેમને ભગવાન કહેવામાં શું હરકત ભલા? પ્રાચીન કાળમાં થઈ ગયેલા વિભૂતિવાન મહર્ષિઓ અને તપસ્વીઓ પણ ભગવાન સ્વરૂપ ક્યાં નહોતા? દાખલા તરીકે મહર્ષિ વ્યાસને પરમ જ્ઞાતા શાસ્ત્રકારોએ ભગવાન વ્યાસ-**भगवान बादरायण** એવાં સંબોધનો સ્થળે સ્થળે કરેલાં છે. સ્મૃતિકાર કહેવાતા મહર્ષિ મનુને પણ જનતા ભગવાન મનુ તરીકે ઓળખે છે; અરે, અન્ય સંપ્રદાયવાળાઓને પણ જુઓને! બુદ્ધ ધર્મના અનુયાયીઓ ગૌતમ બુદ્ધને **ભગવાન બુદ્ધ** કહે છે; જૈન ધર્મને અનુસરનારાઓ તેમના તીર્થંકરને **ભગવાન મહાવીર** તરીકે

પૂજે છે. તો પછી સર્વથી મહાન અને શ્રેષ્ઠ એવી અતુલ્ય અને વિરણ વિભૂતિને પરમ મોક્ષદાતા ભગવાન કહેવામાં શા માટે કંઈ જ અડચણ હોવી જોઈએ? ભગવાન કુવેરસ્વામી કરુણાસાગર હતા અને કરુણાસાગર કોણ હોય? મહાન કરુણાના સાગરસ્વરૂપ એક માત્ર ભગવાન જ હોઇ શકે. એટલે પરમદયાળુ સકર્તા સ્વામી ભગવાન કુવેરસ્વામી સાક્ષાત્ ભગવાનસ્વરૂપ જ હતા એ તદ્દન નિઃશંક વાત છે.

**મોહનદાસજી:** આ વાત આટલી સૂર્ય સરખી સ્પષ્ટ છતાં અને ભગવાન કરુણાસાગરનો આવો પ્રકટ અને સર્વસ્પર્શી ભગવત્પરાયણ અણમૂલ ઉપદેશ છતાં એવા એવા માનવીઓ આવી શંકાજાળમાં શાથી અટવાતા હશે વારૂ ?

**પરમહંસ સુખાનંદજી:** તમારો આ

પ્રશ્ન યથાર્થ છે. આજે "સાપ ગયા અને લીસોટા રહ્યા" જેવી પરિસ્થિતિ પ્રવર્તે છે. ભગવાન કરુણાસાગરે જગતના કલ્યાણ અર્થે જે સન્માર્ગ દર્શાવ્યો હતો તે મહામાર્ગને વેગળો મૂકી ખુદ તેમના જ અનુયાયી હોવાનો દાવો કરનારા–તેમના જ આદેશો અનુસાર સંપ્રદાય ચલાવવાનો દાવો કરનારાઓ ખરી રીતે ભગવાન કરુણાસાગરના આદેશ અનુસાર વર્તતા નથી. તેઓ સર્વત્ર પોતાનો સ્વાર્થ સાધનારા જ હોય છે. જ્યાં સ્વાર્થ આવ્યો કે ભગવાનને વેગળા મૂકી દે છે. આ બધી ભગવાનને ભગવાન ન કહેવાની બાજી એ સ્વાર્થીઓની જનતાને ઊંધે રસ્તે દોરવાની ચાલાકી માત્ર છે. કારણ કે જો તેઓ ભગવાન કરુણાસાગર કુવેર સ્વામીને ભગવાનસ્વરૂપે સ્વીકારે તો તેમના ઐહિક ભોગ–વૈભવો માણ-વામાં અંતરાય આવે છે. તેઓ ભગવાનના

નામે-સંપ્રદાયના હિતાર્થે નિયત થયેલાં માલ-મિલકતોનો પોતે ઉપભોગ કરી શકતા નથી; તે માલ-મિલ્કતોના પોતે માલિક થઈ શકતા નથી. આવી મહાન વિભૂતિને-સાચા છ ભગ યુક્ત ભગવાનને ભગવાન ન કહેવામાં એ સ્વાર્થસાધુઓની ઊલટી ચાલ હોય છે.

**મોહનદાસજી:** આપણા સંપ્રદાયના તિલકનું માહાત્મ્ય સમજાવશો ?

**પરમહંસ સુખાનંદજી:** હા, જરૂર. તિલક એ આપણા સંપ્રદાયના એક માર્ગદર્શક ભોમિયાની ગરજ સારે છે. તિલકની આવશ્યકતા હું સ્વીકારૂં છું, પરંતુ જેઓ આપણા આ સંપ્રદાયથી અજાણ છે-જેઓને ભગવાન કરુણાસાગરની મહાન વિભૂતિઓનો કંઈ જ ખ્યાલ નથી એવી વ્યક્તિઓને માર્ગદર્શનરૂપ આ તિલક છે એવું ભાન કયાંથી હોય! વળી જેણે સંપ્રદાયનાં સર્વ અંગોનો સાંગો

પાંગ અભ્યાસ કર્યો છે, જેની રગેરગમાં સંપ્રદાયના આદેશો ભર્યા પડ્યા છે, જેને સંપ્રદાયની એક પણ વાત અવિગત રહી નથી, તેને માટે તિલક કરે યા ન કરે એ સૌ સરખું છે. જેમ કોઈ યોગમાર્ગનો ઇચ્છુક એકદમ યોગી થઈ શકતો નથી, પરંતુ તેને એ માર્ગની સર્વ ભૂમિકાઓ વટાવવી પડે છે, તેમ આપણા સંપ્રદાયમાં પ્રવેશ પામવાની અને તેના આદેશોનો સર્વાંગ અભ્યાસ કરવાની ઈચ્છા ધરાવનાર માટે તિલકની આ પ્રાથમિક ક્રિયા આવશ્યક છે. પરંતુ ભગવાન કરુણાસાગરે દર્શાવેલા સઘળા આદેશોને અપનાવનાર માટે તો તે તિલક કરે વા ન કરે, તે સઘળું સરખુંજ છે; કારણ કે તેને માટે કંઈજ કરવાપણું રહેતું નથી.

**મોહનદાસજી :** ત્યારે કેટલાકો શિખા–સૂત્ર માટે અતિ આગ્રહ સેવે છે એ વિષે

આપનો શું અભિપ્રાય છે? અને આપ નથી રાખતા તેમાં શું કારણ છે?

**પરમહંસ સુખાનંદજી** આપણા સંપ્રદાયને સારી રીતે સમજનાર અને તે પ્રમાણે અનુસરનાર હરકોઈ વ્યક્તિ જાણે છે કે, આપણો સંપ્રદાય ભક્તિપ્રધાન છે. ભક્તિ એ પરમ પુરુષને પામવાનું એક માત્ર સાધન છે. અને ક્રિયાકાંડનો તો આપણા ગ્રંથોમાં ક્યાંય પણ ઉલ્લેખજ નથી; એટલે એવા ક્રિયાકાંડમાં આવશ્યક ગણાતાં શિખાસૂત્રની ખાસ આવશ્યકતા નથી દર્શાવાઇ. આથી કોઈ શિખા–સૂત્ર રાખે વા ન રાખે તેમાં કોઈ જાતનો પ્રત્યવાય આવતો નથી. કહો, જનોઇધારીઓને જનોઈનો શું ઉપયોગ છે? જેનો કંઈજ ઉપયોગ નથી, તેને અંગ પર ધારણ કરવાનો અર્થજ શું છે? એ તો માત્ર માલ–મિલ્કતને સાચવનાર તાળાંઓની કુંચીઓ ભરવવાનું

સાંધનજ છે. એ સિવાય ઉપવીતનો બીજો કયો ઉપયોગ થયો તમે જાણ્યો છે? વૈદિક માર્ગમાં જનોઈને પ્રધાનસ્થાન અપાયું છે. એમાં જનોઇનો ઉપયોગ સંધ્યા ગાયત્રીના કર્મકાંડમાં સૂચવાયેલો છે. કહો, તમો સંધ્યા–ગાયત્રી કરશો? ઉપવીતના તંતુઓ શામાટે ભેગા કરવામાં આવે છે? તે આપણા સંપ્રદાયના મહારાજોને પૂછો, એટલે ખબર પડશે. વળી મને પૂછો છો તેવું જ તેમને પણ પૂછો કે તમો આ જનોઇનો શું ઉપયોગ કરો છો? આનો જવાબ ભાગ્યેજ કોઈના તરફથી મળે!!

**મોહનદાસજી:** ભગવાન વિષે આટલો બધો દ્રોહ તથા તમે જે જે પારાયણો કર્યાં તે તે વિષે આ પંથના કેટલાક લોકો આક્ષેપ મૂકે છે કે, આ તો હતું જ નહિ અને કયાંથી કાઢયું? એ વિષે આપનો આંતરિક–મૂળ આશય શું છે તે સમજાવશો?

**પરમહંસ સુખાનંદજી:** ભાઈ! "પેટનો બળ્યો ગામ બાળે!" દિન પ્રતિદિન સુખાનંદની પ્રતિષ્ઠા વધતી જાય છે તે આ સંપ્રદાયના કેટલાક ઢોંગી, ધૂર્ત પુરુષોને ગમતું નથી. વળી સુખાનંદજીની આવી પ્રવૃત્તિથી જનતામાં જાગ્રતિ વધતી જાય છે. એને લીધે એ આડંબરીઓએ ભોળા ભકતોને ધૂતવા માટે બિછાવેલી જાળ તૂટતી જઈ ખુલ્લી પડતી જાય છે. તેઓ સંપ્રદાયના ભક્તો પર જીવતા હોવાથી તેમને ધર્મને નામે મોટી મોટી વાતો સમજાવી તેમનાં ધન પોતાનાં કરવા પાછળ લાગી રહ્યા હોય છે, જ્યારે સુખાનંદનું આ શરીર સ્વપુરુષાર્થ વડે એ મૂર્ખ ધમંડીઓની પાશ–જાળ છિન્નવિચ્છિન્ન થતી જાય છે. અને હરિભકતોની દૃષ્ટિમાં આ સત્ય હકીકતો સ્પષ્ટ દેખાતાં તેઓ ચેતી જાય છે. એ જોઇ આ મહારાજોના અંતરમાં

જ્વાળાઓ ભભૂકી ઊઠે છે, તેમનાં દિલ ચચળે છે; અને પરિણામે તેઓ શોક કરે છે કે, ભક્તજનો અમારી આ લીલાને ઓળખશે તો અમારાં રોટલાપાણી અને એશઆરામ નિઃશેષ થઈ જશે. કારણ કે ભક્તાને કંઈક પણ કહેવા જતાં તેના તરફથી સામો જવાબ મળશે.

વળી આ વિષે એક વધુ વાત કહું. આવા મહારાજો માને છે કે, ભક્તો એ તો મહારાજોને ચરી ખાવાના ખેતરરૂપ છે. ખેડૂત જેમ ખેતર ખેડીને પાક પકવે છે અને તે પાકનો ઉપભોગ કરે છે, તેમ આ મહારાજો પણ ભક્તજનોરૂપી ખેતરને લીધે લીલા-તાજા રહે છે. અને એમને અંધારામાં રાખે તો જ પોતે એ ખેતરોનો ઉપભોગ કરી શકે. આથી આ ખેતરોની આસપાસ તેઓ કાંટાળી વાડની માફક અંધાર પીછેડો પાથરે છે. કદાચ કોઈ

ભક્તજન તેમની ખબર લે છે તો તેને એવી એવી વાતોથી ડરાવે છે કે "અરરર ! ગુરુની સામે તો હરગીજ ન થવાય ! એક પણ અક્ષર ન ઉચ્ચારાય ! ! તેમની સામે ઊંચે સાદે સહેજ પણ ન બોલાય ! શિવ, બ્રહ્મા અને વિષ્ણુ સરખા સમર્થ દેવતાઓ પણ ગુરુના ચરણે ઝૂકતા હતા ! ગુરુનું આવું શ્રેષ્ઠ સ્થાન છે. એવા ગુરુપદે અમે વિરાજમાન છીએ. તેમની વિરુદ્ધ તમારાથી કંઈ પણ પૂછી જ કેમ શકાય ? તમારે તો અમારા પગે પડવું જોઈએ." આવી આવી ભૂરકી નાખનારી વાણી વડે ભક્તજનોને ભોળવી તેમનામાં અનેક પ્રકારના વહેમો ઘુસાડે છે અને પરિણામે બિચારા હરિજનો તેમના દાસ થઈ જઈ તેઓ જેમ કહે તેમ કરવા લાગી જાય છે. આ બધી પોપલીલાઓ ભગવજ્જનોને લૂંટવા માટે જ ચલાવવામાં આવે છે; બાકી ભક્તોને

સકતી સત્કૈવલ્યનું ખરૂં જ્ઞાન આપવાની તો તેઓની દાનતજ હોતી નથી.

**મોહનદાસજીઃ** આપણા સમસ્ત સંપ્રદાયમાં માત્ર આપે જ આ મહાન સાહસ ઉપાડયું; બીજા કોઇએ કેમ કંઇ ન કર્યું ?

**સુખાનંદજીઃ** ભાઇ ! સાહસિકો પણ એ સૌની અંદર જ હોય છે; કંઇ જુદાં ગામ વસતાં નથી.

**મોહનદાસજીઃ** પરંતુ મહારાજ ! સંપ્રદાયના કેટલાક સાધુઓ ભક્તજનોને જણાવે છે કે, કોઇએ સુખાનંદજીએ છપાવેલાં પુસ્તકો વાંચવાં નહિ, તેમ જ એ પુસ્તકો પૈકી એકેય લઇને મંદિરમાં આવવું નહિ. છતાં સ્વાચાર-પત્રિકાદિ ગ્રંથો લઈને અહીં આવશો તો મંદિરમાં પેસવા દઈશું નહિ. આ પણ કેવી વાહિયાત વાત ! !

**પરમહંસ સુખાનંદજીઃ** જેમ કોઈ

કંજુસને કામધેનુ ગાય પ્રાપ્ત થઈ હોય અને રખેને કોઈ તેને લઈ જશે એવી ભ્રાંતિ તેના મનમાં રહ્યા કરે, અને તેથી તેને ઘેર આવનાર હરકોઈનાથી તેને છુપાવવા પ્રયત્ન કરે અને સાચવ્યા જ કરે—ગમે તે કામ કરતાં તેનું ધ્યાન તો તે કામધેનુ તરફ જ હોય છે તેમ આવા માણસો, આવા ગ્રંથોની કિંમત જાણતા હોવાથી, રખેને અન્ય ભક્તજનો પણ આ મહામૂલા જ્ઞાનથી વાકેફ થઈ જશે અને પોતાની પોપલીલા આગળ નહિ ચલાવી શકાય એવા ડરથી આવાં પુસ્તકો પર તેઓ પ્રતિબંધ મૂકે છે. આથી તેઓ ભક્તજનોને સમજાવે છે કે “જુઓ, ગાદીને નહિ માનનાર નરકે જાય છે. આવા ગાદીને ન માનનારાઓ ગુરુ-દ્રોહી હોઈ ને નુગરા છે.” આ રીતે સમજાવી જેમ ભેંસની કોટે ડેરો બાંધવામાં આવે છે તે પ્રમાણે તેઓ ભક્તજનોને માત્ર ગાદીનું જ

મહત્ત્વ સમજાવે છે, અને પરમજ્ઞાનનું એક બિંદુ પણ પામવા દેતા નથી ! વળી તેઓ કહે છે કે, જો ગાદીનું યજન-પૂજન ત્યજી દેશો તો નરકે જશો. આવા ડરને લીધે ભક્તજનો સારા વિદ્વાન સત્સંગીઓનો લાભ લઈ શકતા નથી.

આવા આચાર્યો અજ્ઞાનમાં ગળાબૂડ ડૂબેલા હોય ત્યાં સત્સાહિત્યના પ્રચારની આશા જ ક્યાંથી રખાય ! !

**મોહનદાસજી:** આપના આ પુસ્તક-પ્રચારનો હેતુ શો છે? અને એથી શું ફાયદો થશે?

**પરમહંસ સુખાનંદજી:** કેટલોક વખત થયાં-આ કાયમપંથની વિદ્વાન વ્યક્તિઓના વિદેહ થયા પછી-કુસંપ પેઠો છે. એના પરિણામે અજ્ઞાને ઘર ઘાલ્યું. આથી આ સદ્ ગ્રંથોના સાચા અભ્યાસી કોઈ રહ્યા નહિ.

અને જેમ જેમ આ મહાગ્રંથોનો અભ્યાસ
ઘટતો ચાલ્યો તેમ તેમ સ્વાર્થજાળ પોતાનો
વિસ્તાર વધારતી ચાલી. અને પછી તો પૂછવું
જ શું! જ્યાં સ્વાર્થનો પગપેસારો થયો
એટલે મમ્મત વધ્યો, મારા-તારાના ભેદ-
ભાવો પેદા થયા!! આથી ધર્મ પણ
કારાણે મુકાવા માંડયો! પરિણામે ધર્મના
પ્રચારકો કોઈ રહ્યા નહિ. આ પ્રમાણે ધર્મના
સાચા સિદ્ધાંતો સમજાવનાર કોઈ ન રહેતાં
પછી ધર્મની મહત્તા તો કોણ જ સમજાવે?
આવી પરિસ્થિતિમાં—જ્યારે ધર્માચાર્યો સ્વાર્થ-
જાળમાં સપડાય અને મોજ એશઆરામમાં
પડે ત્યારે—એવે પ્રસંગે સત્ય હકીકત કહેનાર
કોઈ મળતું નથી. આવા વિપરીત સમયે
સદ્ધર્મ પ્રચારની મારી ફરજ બજાવવા મારે
પ્રતિબદ્ધ થવું પડયું. મેં આ કાર્ય હાથ ધર્યું
ન હોત તો સ્વાર્થસાધકોએ પોતાના મનફા-

વતા અર્થો કર્યા હોત. જે અર્થ વડે એમના સ્વાર્થ સધાય તેવા જ અર્થો તેમણે પ્રચલિત કર્યાં હોત. આ ઉપરાંત કથા કરનારાઓ પણ પોતપોતાને મનગમતા અર્થો કરતા થઇ ગયા. આ પરિસ્થિતિમાં પરમપુરુષ ભગવાન કરુણા-સાગરના સદુપદેશના સાચા અર્થો પ્રગટ કરવા કોઈ શક્તિમાન ન થયું. આથી આપણા ગ્રંથોની ચોપાઈઓની ટીકાઓ આપવાની મને ફરજ પડી. વળી આમ ટીકા કરવામાં મારો બીજો પણ હેતુ હતો અને તે એ કે, આવા ગ્રંથો છપાયેલા હોય તો પંથની હરકોઈ વ્ય-ક્તિને એનો અભ્યાસ કરવો સુગમ થઈ પડે, અંદરનો સાર સહેલાઇથી સમજી શકે અને એ રીતે પરમગુરુના મહાન આદેશને અનુ-સરી શકે.

**મોહનદાસજી:** આપ સતત પરિશ્રમ ઉઠાવી આપણા સંપ્રદાયના સત્સાહિત્યથી ભરપૂર

સ્તકો છપાવી તેનો પ્રચાર કરો છો તેમાં
ટલાક મહારાજોની નારાજી જણાય છે. આ
ાહિત્યપ્રચારની વાત સાંભળતાંજ તેઓ
મકવા લાગે છે, તેમનાં નસ્કોરાં ચઢી જાય
 અને આવી પ્રવૃત્તિ પ્રત્યે અત્યંત ઘૃણા
ખવે છે તથા જ્યાં ને ત્યાં કહેતા ફરે છે કે
સ્તકો છપાવીને એમણે પંથને ખૂબજ નુકસાન
ર્યું છે!! તેમની આવી વાતો વિષે આપનું શું
તવ્ય છે?

**પરમહંસ સુખાનંદજીઃ** ખરેખર! એવા
ાંખના આંધળા અને ગાંઠના (સ્વાર્થના)
ા માનવીઓ એવું ન બકે તો બીજું કરે
ણ શું? કંઇક સત્કાર્ય ક્યારે થાય? પોતાની
સે કંઇક પણ–કોઈ પણ સત્સંપત્તિ–પૂરું
ન હોય ત્યારેજ! સાચેજ, જેને કમળો થયો
ય તેને જગતમાત્ર પીળુંજ ભાસે છે. આ
ાયે, એ બિચારા દયાપાત્ર માનવીઓ જેટલાં

પણ તેમનાથી બને તેટલાં જુઠ્ઠાણાં ચલાવે છે. તેઓ સારી રીતે સમજે છે કે, આ પુસ્તકોનો આ પ્રમાણે પ્રચાર થશે તો આપણે જે મોહ-જાળ પાથરીએ છીએ તે છિન્નવિચ્છિન્ન થઈ જશે. તેઓ આમ સમજતા હોવાથી "પેટનો બળ્યો ગામ બાળે" એ કહેવત અનુસાર, તેમનું દુઃખતું હોય છે પેટ, અને કૂટે છે માથું!! તમે ખાત્રીપૂર્વક માનજો કે મારી આ પ્રવૃત્તિ તેમના હઠાગ્રહને હઠાવવા માટેની નથી, પરંતુ આ કાર્ય તો સંપ્રદાયના સાધુ તરીકેની મારી ફરજ સમજીને કરૂં છું; પછી મારી આ પ્રવૃત્તિ તેમને રૂચે વા ન રૂચે તે બાબતથી હું તદ્દન નિર્લેપ છું—એ જોવાનું કામ મારૂં નથી. બાકી ખરૂં પૂછો તો, ભગવાન કરુણાસાગરના સાહિત્યને પ્રસિદ્ધ થતું જોઈ તેમના દિલમાં જે જ્વાલાઓ ભડકી ઊઠે એજ એમનાં કૃત્યોનું પ્રાયશ્ચિત્ત છે. ભગવાન કરુણાસાગરના આ

અમૂલ્ય ઉપદેશગ્રંથોની તેમને પેટ ભરીને નિંદા કરવી હોય તો ભલે તેઓ તેમ કરે; એ જોવાનું કામ મારૂં નથી. અને તેઓ મારા પ્રત્યે ઘૃણા દાખવે છે તેમાં ખરૂં કારણ તપાસશો તો જણાશે કે મારૂં સ્પષ્ટવક્તાપણુંજ એમને ખૂંચે છે, જે એમને ગમતું નથી. આથી જ તેઓ ભક્તજનોને ઊલટું જેમ ફાવે તેમ સમજાવે છે.

આ પુસ્તકપ્રકાશનના કાર્યથી તો ભક્તજનોનાં અંતરમાં; અજવાળું થાય છે અને તેથી સંપ્રદાયનું સાચું જ્ઞાન પ્રાપ્ત કરવાને તેઓ શક્તિમાન બને છે. આ વસ્તુ એ કાળા મનના માનવીઓના ગળે કયાંથી ઊતરે? ખરેખર, કહેવત છે કે ચોરને અજવાળી રાત ગમતી નથી, વારાંગના સ્ત્રીને સતીની વાતો સાંભળવામાં સૂગ આવે છે તેમજ ઘુવડ તથા વાગોળ અને ચામાચીડિયાંને સૂર્યનો પ્રકાશ ગમતો

નથી. વળી જુવાસના છોડને સઘનઘનની મેઘગર્જનાયુક્ત વરસાદ પણ સારો લાગતો નથી. આજ પ્રમાણે આ પામર માનવીઓ, અનંત, અપાર જ્ઞાનકિરણોથી ભરપૂર પરમ જ્ઞાનના પ્રકાશથી અંજાઈ જઈ ઘુવડ જેવા બની જાય છે! બનવાજોગ છે કે પાપપંકમાં ખૂંતી ગયેલા એ અલ્પ પ્રાણીઓને આ જ્ઞાનમય પ્રકાશ ન પણ પ્રાપ્ત થાય!!

**મોહનદાજી:** ભગવાન કરૂણાસાગરે સ્વાચાર પત્રિકા યા શિક્ષાપત્રિકા કયા સમય પર રચેલી અને શા માટે? તે વિષે આપ ખુલાસો કરશો?

**સુખાનંદજી:** જી, હા. જરૂર, જાણું છું તે પ્રમાણે કહું છું તે સાંભળો. આપણા જ્ઞાન સંપ્રદાયના ગ્રંથો પૈકી 'અગાધ બોધ' નામના પુસ્તકમાં સ્વાચાર પત્રિકા વિષે પુષ્કળ પુરાવા છે. વળી આ અગાધબોધ નામના ગ્રંથની એક

હસ્તલીખિત નકલ સંવત્ ૧૮૮૨ ની સાલની સુરતજીલ્લામાં ઉમરા ગામે છે. તેમાં આ સ્વાચાર પત્રિકા વિષે લખાણુ છે. તે ઉપરથી સિદ્ધ થાય છે કે અગાધબોધ રચાતા પહેલાં સ્વાચાર પત્રિકા રચલી હોવી જોઈએ. એટલે આશરે સો વર્ષ પહેલાં આ સ્વાચાર પત્રિકા રચાયેલી હોવી જોઇએ. તેમાં લખેલું છે કેઃ—

'અમારા સાધુઓએ રંગેલું વસ્ત્ર પહેરવું, અંગ ઉપર અલફી (સાદુ પહેરણુ) પહેરવી. રેશમી વસ્ત્ર તેમજ દરદાગીના ધારણ કરવા નહિ. કોઈ પણ સાધુએ બીજા સાધુની સોબત સિવાય ક્યાંય જવું નહિ. તેમજ મહંત, મહારાજ વા આચાર્ય એવી અથવા એવી જ જાતની બીજી કોઈ પદવી ધારણ કરવી નહિ. તેમાં ખુલાસો છે કે મારા બધા સાધુઓમાં ડાહ્યા ગણાતા હોય, જ્ઞાનમાં સમજ્યા હોય, મારાં સારધાર વચનો પાળતા હોય, એટલે કે રહેણીકહેણીમાં રહેતા હોય, તેમને મોટા

ગણવા અને બીજાઓએ મારા સમાન ગણી તેમનાં વચન પાળવાં.

અમારા સાધુઓએ સ્ત્રીઓનાં મુખ જોવાં નહિ. કદાચ કથા પ્રસંગે સ્ત્રીઓને કથા સાંભળવી હોય તો કથા કહેનારની પાછળ બેસીને સાંભળવી. તેમજ સત્‌કૈવલની આદ્ય લઇ નમસ્કાર કરે તો હાથ વડે ઝીલવા પણ મુખથી બોલવું નહિ. આ પ્રમાણે પરમગુરુની આજ્ઞા છે.

આ સિવાય આ સંબંધી બીજી કોઈ જાતની છૂટ મૂકેલી નથી. આવું સખત નિયમનું બંધારણ હોવાથી જ સારસાના મહારાજે આ સ્વાચાર પત્રિકાને અમારા ધર્મની નથી એમ જ જણાવ્યું છે. પરંતુ આ પત્રિકાના ભગવાન કરૂણાસાગરે પોતે જ પંથના નિયમો તથા રહેણીકરણી માટે રચેલી છે.

**મોહનદાસજીઃ** જ્યારે વડોદરા મુકામે સંવત્ ૧૯૮૧ ની સાલમાં તમારા ઉપર સારસાના મહારાજે તમે આ સ્વાચાર પત્રિકાને

અનુસરીને એક જાહેરાત કરેલી તેથી પોતાની આબરૂના બચાવ માટે ફોજદારી કરેલી તેમાં તેમણે પોતાની જુબાનીમાં જણાવેલું કે સ્વાચાર પત્રિકા નામનું પુસ્તક અમારા ધર્મનું નથી તેની સામે તમે શા પુરાવા રજુ કરેલા?

**સુખાનંદજી:** સને ૧૯૦૯–૧૦ ની સાલમાં સારસાના પટેલ રણછોડભાઈ તળશાભાઈએ સ્વાચાર પત્રિકા છપાયેલી તે સમયે સારસાની ગાદીએ કામચલાઉ મહંત દામોદરદાસજી નારાણદાસજી હતા તેમણે આ પત્રિકા છપાયાના સમાચાર જાણતાં જ મનાઈ હુકમ કઢાવવા જે અરજી કરેલી તેમાં જણાવેલું કે આ સ્વાચાર પત્રિકા માત્ર અમારી ગાદીના મહારાજને પોતાની પાસે રાખવા માટેની છે છપાવી જાહેર કરવાની નથી. એ સબંધમાં પાછળથી પરસ્પર માંડવાળ થયેલી તેની એક નકલ ખેડાની કોર્ટમાંથી લાવીને મેં રજુ કરેલી. બીજું મારા દરેક સાક્ષીઓ કહી

ગયેલા કે સ્વાચાર પત્રિકા એ અમારા ધર્મનું જ પુસ્તક છે.

**મોહનદાસજી:** ત્યાર પછી આ સંબંધમાં કંઈ ખાસ વાત જાણવા જેવી છે?

**સુખાનંદજી:** જી હા, જરૂર, છે. સારસાના મહંતને પદભ્રષ્ટ કરવા માટેનો દાવો જે હાલમાં પણ ચાલે છે તેમાં એક જુબાની એવી પડેલી છે કે જ્યારે વડોદરાનો કેસ ચાલુ હતો ત્યારે કદાચ હું મંદિરમાં જપ્તિ લાવીને બધાં પુસ્તકો જપ્ત કરાવું તો તેમાંથી આ પત્રિકા નીકળી આવે. માટે મહંતે પોતેજ ચાર પુસ્તકોમાંથી આ પત્રિકાવાળો ભાગ એક સાધુ પાસે ફડાવી નંખાવેલો તે ફાડનારે પોતેજ આ જાતની જુબાની આપેલી છે.

આ ઉપરથી જણાશે કે આ પુસ્તક આપણા ધર્મનું હોવા છતાં પોતાની પર બંધન આવતાં હોવાથી જ સ્વાર્થીઓએ આનો બહિષ્કાર કરેલો છે.



શું જેમની ધૈર્યતા! શું જેમનું અચળ આસન! શું જેમનું
પરમ જ્ઞાન! શું જેમની મધુર વાણી! શું જેનું વિશાળ
હૃદય! આવા અનેક વિભૂસહ ભગવાન કરૂણાસાગર
બીરાજેલા છે.

# અનુપમ

૯૯ અને સ્થિર આસને બિરાજેલા, પરમજ્ઞાનના મહાસાગર, ધીરજ અને દયાના ભંડાર વિશાળ અંતઃકરણવાળા, અનેક રિદ્ધિ-સિદ્ધિઓના એકમાત્ર સ્વામી, જ્ઞાનદાન દેતી વખતે જાણે અમૃતનો સ્રોત વહાવતી હોય તેવી મધુર કોમળ વાણી, વચને વચને ગંભીર જ્ઞાન અને પરમપદના માર્ગદર્શનનું માહાત્મ્ય, સાગરોના મહાસાગર સમા ગંભીર, દીનવત્સલ ભક્તોના જન્મભયહારક ભગવાન, અનેકોના નાથ, ભક્તજનોના એકમાત્ર આરાધ્ય, ઇષ્ટ ચિંતનના એકજ આદર્શ, એવા અનુપમ પરમ કૃપાળુ દયાસાગર ભગવાન કરુણાસાગરનો સદા કાળ જય જયકાર હો !

---

# તપસ્વી રઘુવીર

આગળના ચિત્રમાં જોયું તેમ ભગવાન કરુણાસાગરની કૃપા પ્રાપ્ત કરી પરમપદનો માર્ગ મેળવવા માત્ર યતિ-સંન્યાસીઓ જ આતુર રહેતા એવું નહતું, પરંતુ અન્ય સાધુ સંતો પણ તે મહાન પ્રભુનું શરણ શોધતા. એવાજ એક સાધુ મહાવીર તપસ્વી રઘુવીર પણ હતા. તેમને પણ પરમજ્ઞાનની લગની લાગેલી, તેઓ પણ મોક્ષ માર્ગના મુમુક્ષુ હતા એટલે "જે જેવું શોધે તેને તેવું મળે" એ ન્યાયે આ તપસ્વી રઘુવીરની પણ, પરમગુરુ પામવાની ઇચ્છા પ્રબળ થઈ આવતાં તેમણે ધ્યાન-ધારણા-સમાધિથી પણ શ્રેષ્ઠ એવી ઉપાસના આરંભી અને "કોઈનો પણ પ્રયત્ન પ્રભુ વ્યર્થ જવા દેતા નથી" એ ન્યાયે તેમને પણ તેઓ જે વસ્તુના ઇચ્છુક હતા તે તેમને પ્રાપ્ત થયું. ધન્ય ભગવાન! તમારી કૃપા! તમારી દયાના ઓધ વરસતાં કોણ શાંતિ પામી પરમ સુખ અનુભવતું નથી!

